## બંધુઓને બે બોલ

આપણે મહાસતી ઉમાના સુપુત્રો! શું આપણે આપણી કુળદેવીના કુળદીપક તરીકે પંકાવા લાયક છીએ? અફસોસ! ના, બિલકુલ નહિ. પરમ શ્રેયસ્કર ભગવાન શંકરનાં શક્તિમહામાયા ઉમાસતી ક્યાં અને ક્યાં આપણી આજની પરિસ્થિતિ? આ પરિસ્થિતિ માટે જવાબદાર કોણ? આપણે. આપણામાં રહેલી એકતાનો અભાવ અને આપણામાં પ્રવેશેલા નઠારા રિવાજો. આ જ ઘડીએ આપણે મનમાં દૃઢ નિશ્ચય કરીએ કે, 'પાટીદાર પાટીદારને મારે નહિ, પણ પાટીદાર પાટીદારને તારે' એ સૂત્રને જીવનમાં વણી લઈએ. નઠારા રિવાજોને ખંખેરી નાખીએ.

આજે દુનિયા આખી વીજળીવેગે આગળ વધી રહી છે, પોતપોતાની શ્રેષ્ઠતા સંપાદન કરવા શિર સાટે પ્રયાસ કરી રહી છે તેમાં કોણ માણસ, કોણ જ્ઞાતિ, કોણ દેશ, કોણ રાજય? પ્રજા સર્વ પોતપોતાનું ગૌરવ જે ખોયું છે તે પાછું મેળવી અન્ય પ્રજાની હરોળમાં ઊભા રહેવા મથે છે. જે ગૌરવ છે તેને પ્રથમ હરોળમાં લાવી ચિરકાળ ટકાવવા મથે છે, ત્યારે દેશમાં આજે આપણી શું સ્થિતિ છે? પ્રયાસો ઘણાં વર્ષોથી ચાલે છે, પણ નિઃસહાય રગસિયા ગાડાની જેમ આપણે ચાલીએ છીએ. કેટલાક આગેવાનો તો નિષ્ક્રિય ને બિલકુલ બેદરકાર! બીજા માત્ર નામને ખાતર નામ નોંધાવી જોઈ રહ્યા છે.

પ્રશ્ન એ થાય છે કે, હાલ ઉન્નતિ સાધવાના જમાનામાં આપણે ક્યાં છીએ, શું કરીએ છીએ, તેનો વિચાર કરવો જરૂરી છે. જો હાલ આપણે પ્રયત્નમાં મંદ રહીશું, તો જરૂર આપણે દીર્ઘકાળ સુધી પાછળ પડી રહીશું. પ્રાણીમાત્ર અહોનિશ પ્રગતિ માટે પ્રયત્ન કરે છે. ઊધઈ, કીડી-મંકોડા આપણને માર્ગ નથી બતાવતા? આપણે પ્રયત્ન નથી કરતા એમ કહેવાનો મારો આશય નથી, પ્રયત્ન કરતાં કરતાં તો મરી મટીએ છીએ, પણ બધું લોટમાં લીટું છે, ધૂળ પરનું લીપણ છે, કારણ કે જ્ઞાતિનો મોટા ભાગ નઠારા રિવાજો અને સંકુચિતતાના કારણે ઊંધે પાટે ચડી ગયો છે. તેથી સુધારાવાળાના સઘળા પ્રયત્ન 'પથ્થર પર પાણી' જેવા પુરવાર થાય છે. આપણે જેટલી લાગણી આપણા હિત માટે રાખીએ, તેટલી લાગણી જ્ઞાતિ માટે પણ રાખવી જોઈએ. જ્ઞાતિના વિરાટ સ્વરૂપને કોરી ખાતી ઊધઈનું યોગ્ય નિદાન કરી એને અટકાવવાનો



સમય પાકી ગયો છે. માટે જાગો.

આ દિશામાં આપણા પૂર્વજોએ ઘણું ચિંતન કરેલું, તેના વિશે ઘણું લખેલું અને સમાજ આગળ ધાર્યાં પરિણામ લાવી બતાવેલાં, પણ આજે આપણી જ્ઞાતિનાં મુખપત્રોના વાંચનની નરી ઉપેક્ષા થતી હોય ત્યાં, આપણા સળગતા પ્રશ્નોથી કોણ વાકેફ હોય?

'ઉમાદેશ' નામની આ નાનકડી પુસ્તિકા આપના કરકમલમાં મૂકતાં આ સંસ્થા ગૌરવ અનુભવે છે. આ પુસ્તિકામાં ધર્મની વાત સાથે પાટીદારના ગુણ-સદ્‌ગુણ-દોષ અને વ્યવહારુ માર્ગનું દર્શન કરાવ્યું છે તેની સફળતા-નિષ્ફળતાનો આધાર વાચકવર્ગ પર છે.

'સાહિત્ય એ સમાજનું દર્પણ છે' સમાજનું દર્શન એ લખાણોમાં થયા વિના રહેતું નથી. આપ સંપ અને સંગઠન પર ધ્યાન આપો, તો આપણો વિજય નિશ્ચિત છે–

*હશે બીજ સારું થશે છોડ સારો, સડેલું હશે તો ઊગ્યાનો ન વારો;*
*કદાપિ ઊગે, ફાલ આવે નઠારો, ચહી હિત જ્ઞાતિ કરો ને સુધારો.*

પાટીદાર સંશોધન અને પ્રકાશન ટ્રસ્ટનો જન્મ એ કોઈ આકસ્મિક ઘટના નથી, તે વૈચારિક વાતચીતમાંથી પેદા થયેલું નવનીત છે. તેના પ્રેરકબળમાં અનેક શુભેચ્છકોના આશીર્વાદ છે, પરંતુ તેના પ્રેરણા સ્રોત જ્ઞાતિ શેઠશ્રી કેશવલાલ વિઠ્ઠલભાઈ પટેલ, દીર્ઘદૃષ્ટા શ્રી મણિભાઈ મમ્મી તેમજ ખંતીલા શ્રી જયંતીભાઈ પટેલ (તંત્રી, 'ઉમિયાદર્શન') છે. એ બધા આ સંસ્થાને પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે માર્ગદર્શન આપે છે. સમાજ માટે કંઈક કરી છૂટવાની ઝંખનાવાળા દાનવીરો અને સદ્‌પ્રવૃત્તિઓના ચાહકોનો યુગ આથમી ગયો છે એમ માનવાને કારણ નથી. વિવિધ ક્ષેત્રોમાં જે રીતે દાનનો ધોધ વહે છે એ જોતાં એમ માનવાનું મન થાય છે કે, સાહિત્ય દ્વારા સમાજસેવાનો આ પ્રયોગ પણ યોગ્ય દાનથી વંચિત નહીં રહે.

*'કુંજર મુખસે કણગીઓ, ઘટ્યો ન ગજકો આહાર;*
*લાખો કીડી લે ચલી; પોષન નીજ પરિવાર.*
*અસ્તુ*

**ડૉ. મંગુભાઈ પટેલ**ના
જય ઉમિયા

**૪૩૨/બી, મંથન ટ્વીન્સ;**
**જજીસ બંગલોઝ રોડ, બોડકદેવ,**
**અમદાવાદ-૫૪, ફોન : ૨૬૮૪૧૪૪૦**

## પ્રકાશકીય...

પાટીદાર સંશોધન અને પ્રકાશન ટ્રસ્ટનું આ ત્રીજું સોપાન 'ઉમાદેશ' આપના હાથમાં છે. એ આજથી વીસ પૂર્વે છપાયેલું અને ઘેરઘેર પહોંચી ગયેલું. એની માગણી કરતા ફોન અને પત્રોને કારણે એનું પુનર્મુદ્રણ કરી આપનાં કરકમળોમાં સોંપાશે.

'ઉમાદેશ' એ મા ઉમાનો પરિચય કે ઉપદેશ માત્ર નથી, આજના વ્યવહાર-જગતમાં ધર્મની અગત્ય અને એના અનુચરિથી નવો માર્ગ આપનાર એક વિચારપુષ્પ છે. સ્ત્રીને પતિની પાછળ ચાલનાર અનુચારિણીથી આગળ લઈ જઈને સહચારિણી બનાવવા માતા પાર્વતીએ આપેલ ઉપદેશનું એ અનુદોહન છે, એટલું જ નહીં, પણ પુરુષપ્રધાન પાટીદાર સમાજના પુરુષની મર્યાદા અને ફરજને સમજાવતું પ્રકાશન છે. રોકેટ અને સ્પૂટનિક યુગમાં ''સહ વીર્યં' કરવાવહૈ''નો ધર્મ સમજાવતું એક પ્રકાશન છે.

મા ઉમાના ભક્તો માટે આ પુસ્તિકા એક ધર્મગ્રંથથી પણ વિશેષ બની રહેશે એમ ચોક્કસ કહી શકાય.

આપણા ઈતિહાસકાર ડૉ. મંગુભાઈ, તેમની લેખનપ્રવૃત્તિ ચાલુ રાખીને સમાજને જાગૃત કરવામાં અનન્ય ફાળો આપી રહ્યા છે તેનો મને આનંદ છે. ખરેખર તો, ઈતિહાસ એ આપણી પ્રગતિ માટેનું પગથિયું છે. એ આપણને આપણા ભાવિ તરફ દોરી જાય છે. આ પુસ્તિકા પણ આવું જ એક પગથિયું છે. આ પુસ્તિકાઓ ધર્મભીરૂતા, રૂઢિચુસ્તતા કે સંકુચિતતાને પોષવા માટે નથી, પણ એક ધૈર્યવાન, હિંમતવાન અને વીર સમાજના નિર્માણમાં સહયોગી બને તે ઉદ્દેશથી પ્રકાશિત કરાઈ છે, આશા છે અમારા આ પ્રયાસને પાટીદારસમાજ સ્વીકારશે.

પાટીદાર પ્રકાશન અને સંશોધન ટ્રસ્ટે ઉપાડેલા ભગીરથ કાર્યમાં સહુ કોઈનો તન-મન-ધનથી સહયોગ આવકાર્ય છે. પ્રકાશનની પ્રવૃત્તિ વ્યાપક બને તે માટે ઘણી મોટી આર્થિક સહાયની આવશ્યકતા હોય એ આપ સૌ જાણો છો. આપ સહુના એવા આર્થિક સહયોગથી ટ્રસ્ટે સમાજને ઉત્તમ કક્ષાનું સાહિત્ય પૂરું પાડવાનો નિર્ધાર કર્યો છે.

શેઠશ્રી કેશુભાઈ તથા શ્રી મણિભાઈ (મમ્મી)ના સતત માર્ગદર્શનથી ટ્રસ્ટની પ્રકાશનપ્રવૃત્તિને વેગ મળ્યો છે. અહીં તેમનો ૠણસ્વીકાર કરું છું.

આ પ્રકાશનપ્રવૃત્તિને પ્રચાર અને પ્રકાશન સમિતિ, ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાનો સહયોગ પણ મળી રહ્યો છે. ટ્રસ્ટ તેમનો પણ આભાર માને છે.

ગુરુપૂર્ણિમા, સં. ૨૦૪૪ **જયંતીભાઈ પટેલ**
તા. ૨૯-૭-'૮૮ (તંત્રી) ઉમિયાદર્શન



## અમારી શુભેચ્છા

પાટીદાર સંશોધન અને પ્રકાશન ટ્રસ્ટે, સુંદર પ્રકાશનોની આવકાર્ય કહી શકાય તેવી પ્રવૃત્તિ હાથ ધરી છે તે આનંદની વાત છે.

ડૉ. શ્રી મંગુભાઈ પટેલ અને શ્રી જયંતીભાઈ પટેલનો સુભગ સમન્વય પણ જાણે આ પ્રવૃત્તિ માટે જ થયો છે. ડૉ. શ્રી મંગુભાઈ જાણીતા ઈતિહાસવિદ છે અને '**ઉમિયાદર્શન**'ના તંત્રીશ્રી જયંતીભાઈ જાણીતા પ્રકાશક છે.

આ પ્રકાશનશ્રેણીમાં ટ્રસ્ટે વિવિધ વિષયોને કેન્દ્રમાં રાખીને પાટીદાર સમાજના નૈતિક નિર્માણમાં સહાયભૂત થાય તેવાં પ્રકાશનો પ્રગટ કરવા માંડ્યાં છે તે ધ્યાન ખેંચનારી બાબત છે.

આપણો પાટીદાર સમાજ આ પ્રકાશનોને જરૂર આવકારશે.

સ્વજનોની યાદમાં, સારા-નરસા પ્રસંગે કે દિવાળી જેવા તહેવારોમાં શુભેચ્છાના પ્રતીકરૂપે આ પ્રકાશનોનો સેટ ભેટ અપાય કે એકાદ પુસ્તક પણ ભેટ અપાય એવી પ્રથા પાડવા જેવી છે. આવી પ્રથા દ્વારા પ્રકાશનોને સહાયભૂત થવાની અને એથી યે વધુ સારા વિચારોને સમાજમાં ઠેર ઠેર પ્રસારી શકવાની તક ઝડપીશું.

અનુકૂળતા હોય તે સહુ કોઈનો આર્થિક સહયોગ આ પ્રવૃત્તિ માટે આવકાર્ય છે.

ડૉ. શ્રી મંગુભાઈ મા ઉમિયાના આશીર્વાદથી ઉત્તરોત્તર ઉત્તમ કક્ષાનાં સમાજોપયોગી પ્રકાશનો તૈયાર કરે એવી અમારી શુભ કામનાઓ.

ગુરુપૂર્ણિમા, સં. ૨૦૪૪ **– કેશવલાલ વિ. પટેલ**
તા. ૨૯-૭-'૮૮ **– મણિભાઈ (મમ્મી)**

# ઉમાચરિત્ર

संसारपोषक... प्रणमामि देवीम्

'સંસારનું પોષણ કરનારા, મહાન સામર્થ્યવાળા, શૂરવીર, અતિશય તેજસ્વી વીર્યવાળા, સમસ્ત પાટીદારગણોને જે દેવીએ-ગણેશની માતા ઉમાદેવીએ સ્તનપાન કરી ઉછેર્યા તે દેવીને હું પ્રણામ કરું છું.

**મારા પરમ પ્રિય પાટીદાર બંધુઓ,**

આપણે સઘળાએ મગરૂર થવાનું છે કે આપણી ઉત્પત્તિ ભગવાન શ્રી શંકરની અર્ધાંગિની વંદનીય ઉમાદેવીથી થઈ છે. આપણે – સઘળા ઉમાદેવીને જેટલું માન આપીએ તેટલું ઓછું છે. જે માતાએ આપણા યશસ્વી પૂર્વજ શંકર-પુત્ર મહાત્મા કૃષિવર્માને પોતાના તેજસ્વી દૂધનું પાન કરાવ્યું હતું તે માતાને આપણે સર્વદા નમન કરવું જોઈએ. પણ ઉમાદેવીને આપણે ખરું માન ત્યારે આપ્યું ગણાશે જ્યારે આપણે તેના હુકમ પ્રમાણે વર્તીએ. જેવી રીતે શ્રી રામચંદ્રજીએ પોતાની આખી જિંદગી સુધી એકપત્નીવ્રત પાળીને આખા જગતને એકપત્નીવ્રત પાળવાનો ઉપદેશ આપ્યો છે એમ. શ્રીકૃષ્ણ ભગવાને આપણને કર્મયોગનો માર્ગ શીખવ્યો છે, ક્ષત્રિય કુળદીપકોએ ધૈર્ય અને સાહસ શીખવ્યાં છે, એમ પ્રાતઃસ્મરણીય ઉમાદેવીએ મોટી ઉંમર સુધી બ્રહ્મચર્યનું પાલન કરી પોતાના સમસ્ત પાટીદાર ક્ષત્રિય સંતાનોને હુકમ કર્યો છે કે, ''વિદ્યાભ્યાસ સંપૂર્ણ કરી મોટી ઉંમરે લગ્ન કરવાં.''

હરિદ્વારમાં, જે જગ્યાએ ગંગાનદી હિમાલયમાંથી આ ધરતી ઉપર અવતીર્ણ થઈ છે તે પ્રદેશનું નામ કનખલ છે. પ્રજાપતિ દક્ષ એ કનખલ પ્રદેશનો રાજા હતો. રાજા દક્ષ ઘણો પ્રતાપી હતો. એટલા સારું લોકો કહેતા કે, ''ધર્મ અને કર્મમાં રાજા દક્ષની સાથે કોઈની સરખામણી થઈ શકે તેમ નથી.''

કનખલના પ્રાકૃતિક સૌંદર્યમાં આજ પણ કંઈ ફેર પડ્યો નથી. રાજકન્યાઓ દરરોજ નીલધારામાં સ્નાન કરવા જતી, નદીના શીતલ જળમાં સ્નાન કરતી અને જળક્રીડા કરતી, પરંતુ સતી તો નદીના પ્રવાહમાંથી નાના રંગબેરંગી પથ્થરો એકઠા કરીને ઘેર આવતી. ત્યારે માતા કહેતી : 'આપણા ઘરમાં ઘણાંયે મણિમુક્તા આદિ રત્નો ભર્યાં છે, તે છોડી તમે શું કામ પથરાઓ એકઠા કરો છો?' સતી કોઈ જવાબ આપતી નથી. સતીના વર્તનથી માબાપ



પણ નાખુશ થતાં. સતી સાદી-સીધી, સરળ હતી. ગેરુવા રંગનું વસ્ત્ર, ગળામાં માત્ર શ્વેત સ્ફટિકની માળા ધારણ કરતાં. હાથમાં રુદ્રાક્ષના બેરખા શોભતા. બીજી કન્યાઓ ચંદન અને કસ્તૂરીનો લેપ લગાડતી, ત્યારે સતીના લલાટમાં પિતાના યજ્ઞકુંડની ભસ્મનો લેપ થતો. સતીના વર્તનથી તંગ આવી માતાએ કહ્યું : 'તને કોઈ પરણશે નહિ' ત્યારે તેમણે હસીને જવાબ આપ્યો, 'બહુ સારું' તો તો હું તમારી સાથે જ રહીશ'. માતાને આ પ્રમાણે જવાબ આપ્યો પણ મનને કહી દીધું : 'જે કોઈ વસ્ત્રાભૂષણ અને અંબોડાની છટા જોઈને મારા સંબંધી વિચાર બાંધશે તેની સાથે હું કદી નહિ પરણું.' બ્યૂટિપાર્લરમાં કલાકો તૈયાર થવામાં સમય બગાડતી આધુનિક કન્યાઓને આ ઉદાહરણ પૂરતું પ્રેરક નથી.

ઈ.સ. ૧૯૦૯માં શ્રી કડવા પાટીદાર શુભેચ્છક સમાજના મેળાવડામાં એક બેઠકમાં કાશીથી પધારેલા વિદ્વાને ભાષણમાં કહ્યું : ''શ્રી ઉમાદેવી પોતાના કણબી પાટીદારોના પુત્રોને બાળલગ્ન કરવાનો હુકમ કરતી હોય તો તે પોતે બાળલગ્નથી પરણ્યાં હોવાં જોઈએ. પણ ખરી વાત તપાસતાં એવું માલૂમ પડે છે કે, શ્રી ઉમાદેવી મોટી ઉંમરે પરણ્યાં હતાં. તેથી સિદ્ધ થાય છે કે ઉમાદેવી પોતાના પુત્રો બાળલગ્ન કરે છે તેનાથી વિરુદ્ધ છે.'' ઉમાદેવીનો ખરો ઉદ્દેશ એવો છે કે, સઘળા કણબીઓએ બ્રહ્મચર્યનું પાલન કરી, અખૂટ સામર્થ્ય અને જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જ લગ્ન કરવું. શ્રીમાન ગાયકવાડ સયાજીરાવના પણ આપણે ઘણા ઋણી છીએ, એમણે બાળલગ્ન પ્રતિબંધક એક્ટ કરી કડવા પાટીદારોને ઉગારી લીધા. મા ઉમાને બાળલગ્ન બિલકુલ પસંદ નથી એવું તેમના જીવનચરિત્ર ઉપરથી જ સ્પષ્ટ જણાઈ આવે છે. તેથી દરેક પાટીદારોએ પોતાની જનની ઉમાદેવીના ચરિત્રનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવો જોઈએ.

કવિ કાલિદાસ રચિત ''કુમારસંભવમ્'' નામના મહાકાવ્યના આધારે વાચકવર્ગ સામે ઉમાચરિત્રની વાત મૂકું છું.

શરૂઆતમાં આપણે ઉમા શબ્દની વ્યુત્પત્તિ આપીશું. ઉમા શબ્દમાં બે શબ્દો છે, उ + मा. શ્રી ઉમાદેવીનાં માતા-હિમાચલનાં પત્નીએ, उ + मा (હે પ્રિય પુત્રી તું તપશ્ચર્યા કરવા ન જઈશ) કહી એ શબ્દો વડે શંકરને વરવાની ઈચ્છાથી તપ કરવાને માટે જંગલમાં જવા તૈયાર થયેલાં શ્રી ઉમાદેવીને જ્યારે વાર્યાં, ત્યારથી હિમાચલની પુત્રી પાર્વતીને ઉમા એવી સંજ્ઞા પ્રાપ્ત થઈ છે. શરૂઆતમાં શ્રી ઉમાદેવીને પર્વતનાં પુત્રી (पर्वतस्यापत्यं स्त्री पार्वती) - પાર્વતી

નામથી બોલાવવામાં આવતાં હતાં, પણ મહા કવિ કાલિદાસે જણાવ્યું છે કે,

''उमेति मात्रा तपसो निषिद्धा पश्चादुमाख्यां सुमुखीं जगाम''

જ્યારે હિમાચલનાં પત્ની – ઉમાદેવીની માતાએ 'ઉ' 'મા' – એવું ન કરીશ – એમ કહ્યું ત્યારથી પાર્વતીને ઉમા નામથી ઓળખવામાં આવ્યાં છે. એમના નામ ઉપરથી જ સિદ્ધ થાય છે કે જે દેવીએ પતિ પ્રાપ્તિ માટે પુખ્ત વયે તપશ્ચર્યા શરૂ કરી હતી તે દેવી પોતાના પાટીદાર પુત્રોને પોતાનાં સંતાનોને કાચી વયે પરણાવી દેવાનો અસ્વાભાવિક ક્રૂર રાક્ષસી અને જંગલી હુકમ કરે એ માનવું બિલકુલ અશક્ય છે.

આપણે 'ઉમા' શબ્દની વ્યુત્પત્તિ જોઈ હતી. શ્રી ઉમાદેવીના પૂર્વજન્મનું વર્ણન આપીશું. એ શિવપુરાણમાં જણાવ્યા મુજબ આ પ્રમાણે છે :

શિવપુરાણમાં મહાદેવી ઉમિયાજીનું જીવનચરિત્ર જુદા જુદા પ્રસંગે ઘણી વિદ્વત્તાપૂર્વક આપેલું છે તેમાંથી અહીં માત્ર ટૂંકસાર આપું છું. પ્રસંગો સાથે મેં બોધની વાત પણ વણી લીધી છે.

બ્રહ્માના પુત્ર દક્ષપ્રજાપતિને સાઠ પુત્રીઓ હતી. જુદા જુદા દેવો સાથે તેઓનાં લગ્ન થયાં હતાં. એમાં સૌથી નાની પુત્રીનું નામ સતી(ઉમા). તેનાં લગ્ન શંકર ભગવાન સાથે થયાં હતાં. શંકર અને સતી કૈલાસમાં રહી આનંદમાં દિવસો નિર્ગમન કરે છે. શંકર ભગવાને એક સમયે મહોત્સવનો આરંભ કરી દેવો, ઋષિમુનિઓ અને સંબંધીજનોને આમંત્રણો મોકલ્યાં. સતીની બહેનો અને બનેવીઓને પણ આમંત્રણો મોકલાવ્યાં હતાં.

મહોત્સવને દિવસે સર્વ દેવો, ઋષિમુનિઓ અને સંબંધીજનો આવી પહોંચ્યા. શંકર અને સતીએ આવનારા પરોણાઓનો સરખી રીતે આદર-સત્કાર કર્યો. દક્ષપ્રજાપતિને આથી માઠું લાગ્યું : 'હું સતીનો પિતા અને શંકરનો સસરો થાઉં છું. તેના ઘેર હું આવ્યો છું, માટે મને બીજાઓ કરતાં વધારે માન આપવું જોઈએ આવી માન્યતાને લીધે દક્ષના દિલમાં રંજ ભરાઈ આવ્યો. સભા વચ્ચે શંકરની નિંદા કરી એ ચાલ્યા ગયા. આ પ્રસંગે શંકર અને સતીએ શાંતપણે પોતાની નિંદા સહન કરી લીધી અને દક્ષની ક્ષમા માગી, પણ મિથ્યાભિમાની દક્ષે, સતી અને શંકરની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહીં. એ કૈલાસ ભુવન તજી પોતાના પરિવાર અને સંબંધીજનોને લઈ પોતાને ઘેર પાછો આવ્યો.



પોતાને ઘેર આવી દક્ષે યજ્ઞનો આરંભ કરવા નિશ્ચય કર્યો. શંકરનું અપમાન કરવા જ આ યજ્ઞનો આરંભ થયો હતો. દેવો, ઋષિમુનિઓ અને સર્વ સંબંધીજનોને આમંત્રણ આપ્યાં, પણ શંકર ભગવાન અને સતીને આમંત્રિત કર્યાં નહિ. આ વાત નારદમુનિના જાણવામાં આવી જેથી તેઓ કૈલાસ ગયા. સતી અને શંકરને યજ્ઞસંબંધી ખબર આપી અને સતીને પિતાને ઘેર જવા ઉશ્કેર્યાં. પિતાને ઘેર યજ્ઞ હોવાથી સ્ત્રીસહજ-સ્વભાવ પ્રમાણે સતીને પિતાને ત્યાં જવાની ઈચ્છા થાય તે સ્વાભાવિક હતું. આપણે ત્યાં કહેવત ચાલે છે : ''પિયરનું કૂતરું એ ગામમાં ક્યાંથી!'' દરેક સ્ત્રીને પોતાના પિયરની મમતા હોય છે અને નાના-મોટા પ્રસંગે તેને ત્યાં જવાની ઉત્કટ ઈચ્છા થાય એ સ્વાભાવિક છે. આવી વાત ન સમજવાથી પિયરિયાંવાળાઓ અને સસુરપક્ષવાળાઓ વચ્ચે ક્યારેક ઝઘડાઓ પણ થાય છે.

સતીએ શંકર ભગવાનને વિનંતી કરી. જણાવ્યું કે, આપ મને સાથે લઈ મારા પિતાને ત્યાં પધારો. યજ્ઞનો પ્રસંગ છે; મારા પિતા આપને આમંત્રણ આપવાનું ભૂલી ગયા હોય કે કોઈ માણસની ગફલત થઈ હોય અને વખતસર આમંત્રણ આપવા આવી શક્યા ન હોય! કદાચ આમંત્રણ આપવા આવનાર આપણને રસ્તામાં જ મળી જાય એવું પણ બને. મારા પિતા ભૂલી જાય એમ મને લાગતું નથી. (આનું નામ જ સ્ત્રી-ધર્મ જે પોતાના પિતાની મહત્તા ગાય.)

સતીની પ્રાર્થના સાંભળી શંકર ભગવાને કહ્યું : 'દેવી, તમે ભૂલી ગયાં છો. પિતા તરફના પ્યારમાં તમે ગફલત ખાઓ છો. આપણા ઘરે મહોત્સવ પ્રસંગે તમારા પિતા આવ્યા પણ મારી નિંદા કરી ચાલ્યા ગયા અને ઈરાદાપૂર્વક તેમણે આ યજ્ઞનો આરંભ કરી આપણને આમંત્રણ આપ્યું નથી.

પિતાને ઘેર મહોત્સવ પ્રસંગે દીકરીઓને જવાનું મન થાય એ સ્વાભાવિક છે. આમંત્રણ ન હોય છતાં તમે જાઓ તો એ તમારી મોટાઈ છે. મારે પણ, આમંત્રણની રાહ નહિ જોતાં, આવવું જ જોઈએ. કારણ કે દક્ષ આપણા વડીલ છે. તેઓ મને કાંઈ પણ ઠપકો આપે યા મારું અપમાન કરે તો તે મારે સાંભળી, સહન કરી, ક્ષમાની યાચના કરવી એ મારો ધર્મ છે. હું તમારી સાથે આવું અને દક્ષની ક્ષમા માગું એવી મારી ઈચ્છા છે, પણ મારા આવવાથી દક્ષના માંગલિક કાર્યમાં હું વિઘ્નરૂપ બનીશ એવો મને ભય છે. મારું ગમે તે પ્રકારે અપમાન થશે તો પણ હું સહન કરી ક્ષમા માંગીશ, પણ ત્યાં પધારેલા દેવો

અને ઋષિમુનિઓ મારું અપમાન થાય તે સહન કરી શકશે નહીં. આપણા જ ઘરમાં તમારા પિતાએ મારી નિંદા કરી તે વખતે દેવો અને ઋષિમુનિઓ મારા સમજાવવાથી શાંત રહ્યા હતા, કારણ કે આપણા મહોત્સવમાં કાંઈ પણ વિઘ્ન આવે નહિ તેટલા માટે મેં તેઓને નમ્રતાપૂર્વક આજીજી કરી શાંત પાડ્યા હતા.

'આમંત્રણ વગર જવાથી દેવો અને ઋષિમુનિઓ, મારી મૂર્ખાઈ થઈ છે એમ માની લેશે. માટે તમે દાસદાસીઓને લઈ સુખેથી એકલાં જાઓ. તમારાં માતાપિતાને નમ્રતાથી વિનંતી કરી, એક ક્ષુદ્ર દાસને મોકલી મને બોલાવશો તે હું જરૂર આવીશ. આમ થવાથી તમારા પિતાની શોભામાં વધારો થશે અને કાંઈ પણ કલહ થવાનો સંભવ રહેશે નહિ.''

શંકર ભગવાનના આવાં વિનયભર્યાં વચનો સાંભળી સતી ઘણાં જ ખુશ થયાં અને પિતાને ઘેર પોતે જવાની ઈચ્છા બતાવી. શંકર ભગવાને વિમાનમાં સતીને બેસાડી સાથે દાસ-દાસીઓ આપી રવાના કર્યાં.

પ્રિય વાચકમિત્ર આ વાત પરથી ઘણો બોધ લેવાનો છે. આપણા સમાજમાં ક્યારેક બાપને ઘેર પ્રસંગ હોય અને ઘરની વહુ ત્યાં જવાની ઈચ્છા કરે, તો વહુનાં મા-બાપની, જૂના વ્યવહારની વાતો ઉકેલી તે ઊભી ને ઊભી સળગી જાય તેવાં વાક્બાણો વહુને સંભળાવવામાં આવે છે. તે ન જાય તે માટે મોરચો મંડાઈ જાય છે. 'પિયર જજો, તમારા માટે વાડે બાળોતિયાં લબડે છે.' 'તારો બાપ તો ભિખારી છે.' 'જો દાગીના લીધા વિના આવી તો ઘરમાં પગ પણ મૂકવા નહિ દઉં.'' વગેરે વગેરે. બીજો બોધ એ લેવાનો છે કે, **'પોતાને ઘેર કોઈ પ્રસંગે ઘણા માણસો પધારે તે વખતે દરેકને સરખું માન આપવું જોઈએ**. વધતું ઓછું માન આપવાથી કોઈને ખોટું લાગવાનો સંભવ છે. તેમાંથી મન ઊંચાં થાય. અમુકને ખાટલાની પાંગતે બેસાડ્યો અને મને ઓટલે બેસાડ્યો, ફલાણાને ગાદલું આપ્યું, મને ગાભાની ગોદડી આપી. નીતિકારોનું વચન છે : શંકરે અને સતીએ નીતિને અનુસરી સર્વનો એકસરખી રીતે સત્કાર કર્યો હતો. સંબંધીજનોની ફરજ છે કે, પોતાનાં સગાંના ઘેર મહોત્સવ પ્રસંગે અગાઉથી જઈ, તે પ્રસંગના કાર્યમાં મદદરૂપ થવું અને આવનારા મહેમાનોની (પરોણાઓની) આગતાસ્વાગતા કરવી. અત્યારે આગતાસ્વાગતા તો બાજુ પર રહી, પણ પરોણાઓનો એક જ દૃષ્ટિકોણ હોય છે કે, સામેનો સગો કેવી રીતે



મુશ્કેલીમાં મુકાય? તેની રસોઈ ખૂટે, તેનું પાણી ખૂટે, તેના પ્રસંગમાં અવ્યવસ્થા ઊભી થાય તેમાં એમને ભારે રસ પડે. જોકે (બધા આવા નથી હોતા).

દક્ષે આવું જ કર્યું હતું. સર્વની સાથે નીતિવિરુદ્ધ જઈ અયોગ્ય રીતે વધારે માન મેળવવાની આશા રાખી હતી. એ તેની મોટી ભૂલ હતી. પોતે શંકરભગવાનની નિંદા કરી, છતાં શંકરભગવાને નમ્ર રહી ક્ષમા માંગી, તો પણ મિથ્યાભિમાની દક્ષ ચાલ્યો ગયો. શંકરભગવાને શાંતપણે આ બનાવને સહન કર્યો. એથી પોતાના આરંભેલા મહોત્સવમાં જરા પણ વિઘ્ન આવ્યું નહીં. આપણે ત્યાં પણ પ્રસંગ વખતે, પ્રસંગ આયોજક અનેક પ્રકારના માનસિક તનાવમાં હોય છે, એટલે તેનાથી નાની-મોટી ભૂલ થઈ જાય તો પરંતુ સગાંની ફરજ છે કે એને ભૂલી જઈ તેમને મદદ કરવી જોઈએ. ટીકા કરવા માટે કેટલીક ભૂલો વિઘ્નસંતોષીઓ ક્યારેક કરાવે પણ ખરા!

ઉપરના પ્રસંગમાંથી બોધ લઈ દરેક સજ્જનોએ શંકરભગવાનનું અનુકરણ કરવાનું છે.

સતી વિમાનમાં બેસી મહોત્સવના આરંભને દિવસે પિતાને ઘેર આવી પહોંચ્યાં (વિમાન લખું છું એટલે કેટલાક વાચકોને હસવું આવે પણ તે જરાયે ખોટું નથી કે કારણ, વેદકાલમાં અણુવિદ્યામાં ભારત અગ્રણી હતું. વધુ વિગત માટે પૂ. સાતવળેકરજીએ લખેલ 'વેદકાલીન શાસ્ત્રો' પુસ્તક વાંચવું ઘટે). યજ્ઞમંડપમાં દાખલ થયાં. સતીને જોઈ સર્વ દેવો અને ઋષિમુનિઓ ઊભા થઈ એમને પગે લાગ્યા. સતીએ સર્વને આશીર્વાદ આપ્યાં. સર્વ પોતપોતાને આસને બેસી ગયા. કોઈ આસન ખાલી જોવામાં આવ્યું નહીં, જેથી સતીને ખાતરી થઈ કે પિતાએ ઇરાદાપૂર્વક મારા પતિને આમંત્રણ મોકલ્યું નથી. યજ્ઞમંડપના પાછલા દરવાજેથી સતી પિતાના ઘરમાં દાખલ થયાં. જોયું તો, પોતાની બહેનો અને બનેવીઓની વચમાં માતાપિતા બેઠાં છે, ગોષ્ઠિ કરી રહ્યાં છે. આ જોઈ સતીનું હૃદય ભરાઈ આવ્યું. ગદ્ગદ કંઠે બે હાથ જોડી માતા-પિતાને પગે લાગ્યાં અને નીચે પ્રમાણે પ્રાર્થના કરી :

''હું સર્વ બહનો કરતાં નાની છું. આપે મોટી દીકરીઓને અને તેમના પતિઓને આમંત્રણ આપી બોલાવ્યાં. મેં એવો કયો અપરાધ કર્યો છે કે આપે મને આમંત્રણ જ મોકલ્યું નહીં? સર્વ દેવોના દેવ એવા શંકરભગવાનને પણ આપ આમંત્રણ આપવાનું ભૂલી ગયા?''

વચમાં જ દક્ષ પ્રજાપતિ બોલ્યા : ''પુત્રી સતી, તું તારા પતિને તજીને આવી તે બહુ જ સારું કર્યું. હવે તારે તારા પતિ પાસે જવાની જરૂર નથી. મારા ઘરમાં રહી સુખમાં તારું જીવન પૂરું કરજે. તારો પતિ મહામૂર્ખ અને અજ્ઞાની છે. સ્મશાન ભૂમિમાં રહી ભસ્મ ચોળે છે, અને ભૂત-પ્રેતાદિ આસુરી જીવોના સમૂહમાં રહે છે. આવા પતિને વળગી રહી છે તેથી મેં તને આમંત્રણ મોકલ્યું નહોતું. છતાં, તું તેને તજીને આવી છે એથી મને ઘણો આનંદ થયો છે.'' (આ વખતે ઉત્તર ગુજરાતના ગામડાનો કોઈ પંચાતિયો દક્ષને મળ્યો હોત તો આ કેસ આખો ગોળ - પંચમાં ચાલ્યો હોત!!

''તું તારા પતિને તજીને આવી'' એવાં પિતાનાં વચનો સાંભળી સતીને પતિવ્રતાધર્મનું ભાન થયું. હું પતિને મૂકીને આવી એ મહાન અપરાધ મેં કર્યો? પોતાના પતિની નિંદા સાંભળી પાર્વતીજીને ક્રોધ ચઢ્યો.

પાર્વતીને, શંકરની પોતાના પિતાએ કરેલી અવગણના માટે એટલું બધું ખોટું લાગ્યું કે તે સમયે એણે પોતાના પિતાને નીચે મુજબ શબ્દો કહ્યા.

''મહાદેવની નિંદા કરનાર તમારા દેહમાંથી ઉત્પન્ન થયેલા આ ક્લેવરને હું હવે પછી ધારણ કરીશ નહિ.'' બોલીને તરત જ શ્રી પાર્વતીદેવી યજ્ઞના અગ્નિમાં કૂદી પડ્યાં અને યોગબળથી પોતાના શરીરનો ત્યાગ કર્યો. તે પછી શ્રી પાર્વતીદેવીએ હિમાચલના પત્ની મેનાની કૂખે જન્મ લીધો. જન્મ થયો તે વખતે સર્વ દિશાઓ સ્વચ્છ થઈ અને સુખકર પવનની લહેરો વાવા લાગી.

યજ્ઞકુંડમાં પોતાની જાતને હોમી દેતાં પૂર્વે, પતિવ્રતા ધર્મનું પાલન ન કરવા માટે પાર્વતીએ શંકરભગવાનની ક્ષમા માગી લીધી અને બીજા જન્મમાં શંકરની પ્રાપ્તિ માટે પ્રાર્થના પણ કરેલી.

યજ્ઞમંડપમાં હાહાકાર મચી ગયો. સતી સાથે આવેલા કેટલાંક શંકરગણોએ યજ્ઞકુંડ અને મંડપ તોડી નાખ્યા અને યજ્ઞમંડપમાં બેઠેલા દેવો અને ઋષિમુનિઓ ઉપર પ્રહાર કરી એમને મારવા માંડ્યા. સતીએ યજ્ઞકુંડમાં આહુતિ આપી તે વાત શંકરભગવાને જાણી. પોતાના અન્યગણોને લઈ શંકર ભગવાન દક્ષને ઘરે આવ્યા. એમને ગણોને સમજાવી શાંત પાડ્યા. દેવો અને ઋષિમુનિઓને જવા દીધા પછી દક્ષ તથા તેના કુળનો ભગવાને નાશ કરી યોગ્ય શિક્ષા આપી. સતીના દેહને યજ્ઞકુંડમાંથી ઊંચકી હિમાલય ઉપર હિંગળાજ દેવીના મંદિર પાસે મૂકી દીધો અને ત્યાંથી શંકરભગવાન કૈલાસ પાસેના તપોવનમાં ગયા. તપોવનમાં



સમાધિ ચઢાવી તપનો આરંભ કર્યો.

આપણે આ બનાવમાંથી ઘણો બોધપાઠ લેવા જેવો છે. યજ્ઞમંડપમાં શંકરનું આસન નાખેલું નથી. તેમજ શંકરની આજ્ઞા વિના યજ્ઞક્રિયા થઈ શકે નહિ એવો નિયમ હોવા છતાં, દેવોએ કાયદા વિરુદ્ધ યજ્ઞનો વિરોધ ન કરી શંકરના હક્કને નુકસાન કર્યું. ગણોએ વગર વિચારે દેવો અને ઋષિમુનિઓને માર્યા. તે શિક્ષા પૂરતી હતી એમ વિચારી શંકરભગવાને તેઓને મુક્ત કરાવી જવા દીધા. આવી ઉદારતા આપણે પણ આપણા સગાંવહાલાંઓ તરફ રાખવી જોઈએ. ક્યારેક કોઈનાથી નાની-મોટી ભૂલ થઈ જાય, તો તેનો તંતુ લાંબો કરી પંચની પછેડી(મોદ) સુધી લઈ જવાની જરૂર નથી. ઘરમેળે મળી તે પતાવી દેવો જોઈએ અને શંકર જેવો ઉદાર દૃષ્ટિકોણ રાખવો જોઈએ. દંડ કે સજા કરવાનો અધિકાર તો ગુનો ન કરનારનો જ હોઈ શકે. ગુનો કરે અને બીજાને દંડ કરે તે કયા ઘરનો ન્યાય?

માતાપિતાના પ્યારમાં ખેંચાઈ પાર્વતીદેવી એકલાં આવ્યાં અને દક્ષનાં કટુ વચનો સાંભળી દેવીને સ્વધર્મનું ભાન થયું અને દેહની આહુતિ આપી. આમાંથી બહેનોએ ઘણો જ બોધ લેવાનો છે તેમજ માતા-પિતાએ પણ ઘણું સમજવાનું છે. દીકરીને પતિ ત્યજી દેવાની સલાહ આપવી એ અધર્મ છે. પતિ દુર્ગુણી હોય, ચોરી, વ્યભિચાર, હિંસા કરતો હોય યા દારૂ, અફીણ વગેરેના સેવનવાળો હોય તો તેને સમજાવી સન્માર્ગે વાળવા સ્ત્રીએ પ્રયત્ન કરવો. સમજાવ્યા છતાં એ સમજે જ નહીં, અને પોતાને કે બાળકોને હાનિ પહોંચવાનો ભય હોય, તો એવે વખતે, જેમ ગંગાદેવી પોતાના બાળપુત્ર ગાંગેય(ભીષ્મ)ને લઈ પિયરમાં જઈ રહ્યાં; પોતાના પતિ શાંતનુને હિંસા કર્મથી અટકાવવા પ્રયત્ન કર્યો. છતાં શાંતનું અટક્યો નહીં; એથી પતિને તજી દઈ ગંગાદેવીએ ઈશ્વરના ભજનમાં જીવન પૂરું કર્યું. અત્યારે ઈશ્વરભજનની લીલામાં પણ અનેક 'લીલાઓ' થતી હોય છે એટલે એ માર્ગ ન સ્વીકારતાં નવો યોગ્ય સાથી મળે તો ગોઠવાઈ જવામાં પણ વાંધો નહીં. તેમ કરવા પાર્વતીને પણ અધિકાર હતો, પણ પતિના કોઈ પણ દોષ વિના એને તજી પિયરમાં રહેવું એ મહાપાપ છે.

સસરા જમાઈ વચ્ચે, કોઈ પણ કારણથી અણબનાવ થયો હોય તો પણ સ્ત્રીને પિતાને ઘેર જવા દેવા કરવો નહીં (ગોળ-પંચના ચોપડા જોઈએ તો આ જ બનાવના કેટલાં હિચકારી કૃત્યો અજ્ઞાન પંચાતિયા દ્વારા થયા છે તેનું તારણ

નીકળે). શંકરભગવાનનો કોઈ દોષ નહોતો. છતાં એમણે એક ક્ષુદ્ર સેવક મોકલશો તો પણ આવીશ તેવી તૈયારી બતાવેલી. પાર્વતીને કંઈ પણ આનાકાની કર્યા વગર પિયર મોકલેલાં. અત્યારે તો પિયર જવા માટે હેડ ઓફિસ(સાસુ)ની રજા લેવી પડે. પતિનણંદ વગેરેની કેટલીક શરતો પછી જ પિયર જવાનો પરવાનો મળે. ઉપરાંત હુકમ છૂટે - 'તારો વસતાર સાથે લેતી જજે,' સંદેશો જાય એ પિયર પહોંચે ન પહોંચે ત્યાં જ ભેંસ દોવા દેતી નથી, પાછી આવજે, ખાતર નાખવાનું શરૂ કરવાનું છે, માને શ્વાસ ચડ્યો છે. વગેરે...

શંકર જેવી નીતિ અને રીતિ દરેકે ગ્રહણ કરવી જોઈએ. વડીલ પાસે, પોતાનો દોષ ન હોવા છતાં ક્ષમા માગવામાં જરા પણ હીણપત નથી એવું શંકર ભગવાનના વર્તન પરથી જાણવા મળે છે.

જમાઈ કે દીકરીની કંઈ પણ ભૂલ થઈ હોય, કે બીજા કોઈ પણ સંબંધીજનોની ભૂલ થઈ હોય, તો ક્ષમાના ગુણને ધારણ કરી સર્વ સાથે હળીમળી ચાલવું જોઈએ. સામો માણસ દુષ્ટ હોય અને આપણે નમ્રપણે વર્તીએ, અને તે પોતાની દુષ્ટતા ન જ છોડે તો તેના સંબંધમાં આવવું નહીં, પણ વગર અપરાધે કોઈની નિંદા કરવાથી જેમ દક્ષને સહન કરવું પડ્યું તેવો પ્રસંગ કદાપિ આવવા દેવો નહીં.

સતીચરિત્રો તો મહાભારતમાં ઘણાં છે. સતી પતિથી દૂર રહેતી નથી. એકબીજાના સુખદુઃખે સાથે જ રહે છે. મહાદેવી-સતી આદ્યશક્તિ છે. બ્રહ્મા અને વિષ્ણુને પણ તેમણે ઉત્પન્ન કરેલા છે. સતી, પાર્વતી, ઉમિયા, અંબા, ભવાની, અન્નપૂર્ણા વગેરે નામો તેના અનેક વખતના જન્મનાં છે. વારંવાર જન્મ લેવા છતાં પણ સતી શંકર ભગવાનને જ વર્યાં છે. આજે પણ કોઈ સ્ત્રી પોતાનો પતિ ભવોભવ મળે તેવું ઇચ્છે છે એનું કારણ પુરુષના જુલમથી તે ટેવાઈ ગઈ લાગે છે. એ ગુલામીનો ડેરો છોડવા માગતી નથી.

હિમાચલજીને સાત પુત્ર હતા. પુત્રી ન હોવાથી હિમાચલજીએ તપ કર્યું. બ્રહ્માએ વરદાન આપ્યું કે, સતીનો આત્મા તારે ત્યાં જનમશે. સતીનો આત્મા માતા મેનાના ઉદર ગર્ભમાં જઈ વસ્યો. સમય પૂર્ણ થતાં પુત્રીરૂપે પ્રગટ થયાં. પર્વતરાજનાં પુત્રી હોવાથી પાર્વતી નામ પાડ્યું. પાંચ વરસની ઉંમર થતાં હિમાચલજીએ પાર્વતીજીને વિદ્યાભ્યાસ શરૂ કરાવ્યો અને બાર વર્ષની ઉંમરે તો સર્વે શાસ્ત્રોનું જ્ઞાન પણ મેળવ્યું. માતા મેનાએ પણ બાર વરસની પાર્વતીને



સર્વે ગૃહકાર્ય શીખવ્યાં. આજના જમાના પ્રમાણે છોકરા-છોકરી બંનેને ગૃહકાર્ય શીખવવું જોઈએ. નારદજી હિમાલયમાં આવ્યા ત્યારે બે સખીઓ દ્વારા પાર્વતીએ નારદજીને પુછાવ્યું : મારા પૂર્વજન્મના પતિ કોણ અને ક્યાં છે? હું તેને પ્રાપ્ત કરવા ઇચ્છું છું. નારદજીએ પૂર્વજન્મનું દૃષ્ટાંત કહી બતાવ્યું. (પુનઃ જન્મમાં માનવું કે નહિ તેનો હક્ક વાચકને છે) શંકરને કઈ રીતે પ્રાપ્ત કરી શકાય તેની સઘળી વિધિ કહી બતાવી.

નારદમુનિની વિદાય પછી પાર્વતીએ પોતાની સખીઓ સાથે વનમાં જવાની માતા-પિતા પાસે આજ્ઞા માગી. માતા-પિતા ઘણાં ખુશ થયાં. હિમાચલજીએ શા માટે પુત્રીપ્રાપ્તિ માંગી હતી તે વાત પાર્વતીજીને નીચે મુજબ સંભળાવી.

''કન્યાનું દાન આપવાથી બીજા વંશની વૃદ્ધિ કરવાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. તમારા ભાઈઓને આશીર્વાદ આપનારી બહેન નહોતી એથી મેં તપ કરી તમને મેળવ્યાં. શંકરભગવાન તમારા તપથી પ્રસન્ન થઈ તમને વરદાન આપશે. તમે વરદાન લઈ પાછા આવજો. શંકરભગવાન પોતાના સંબંધીઓ દ્વારા માગું કરશે. તે હું સ્વીકારીશ. ભગવાનને હું વેદવિધિથી તમારું દાન આપીશ. પ્યારના આવેશમાં ભગવાન તમને કૈલાસમાં લઈ જવાનું કહેશે, પણ તમો લલચાઈ બારોબાર જશો નહીં. કુંવારીને પેટે જન્મેલાં બાળકો કાનીન પુત્ર કહેવાય છે. કાનીન પુત્ર ધર્મક્રિયા અને શ્રાદ્ધક્રિયા કરી શકતા નથી. માટે લોકવ્યવહાર અને શાસ્ત્ર વચન પ્રમાણે શંકરભગવાને મારી પાસેથી તમારું દાન મેળવવું જોઈએ. આ બાબત સ્મરણમાં રાખજો.'' આટલું સાંભળી પાર્વતીજી વિદાય થયાં.

આજનાં માબાપ વેવિશાળ વખતે હિમાચલજી જેટલાં મુક્ત મનનાં બની જાય તો પસંદગીના ઘણા પ્રશ્નો આપમેળે ઊકલી જાય. (અહીં તો ઊલટો વ્યવહાર.)

પાર્વતીજી સખીઓ સહિત તપોવનમાં આવી જ્યાં ભગવાન શંકર સમાધિમાં બેઠા છે ત્યાં રહ્યાં, દરરોજ પોતાને હાથે આશ્રમમાં વાસીદું વાળી પાણી છાંટી સાફ રાખતાં હતાં. બે વખત તેમની પૂજા કરી પોતે અને સખીઓ સાથે ફળાહાર કરતાં. બાર વરસ તપમાં વ્યતિત થયા અને શંકર સમાધિમાંથી જાગૃત થયા. તે વખતે પાર્વતીજી શરમાઈને જરા દૂર ઊભાં રહ્યાં.

આશ્રમની સુવ્યવસ્થાથી અને તાજાં ફળ મળવાથી ભગવાન પૂછવા

લાગ્યા : દેવીઓ તમે કોણ છો? દૂર ઊભેલાં દેવી કોણ છે? શા માટે અને કેટલા વખતથી મારા આશ્રમમાં આવી વસ્યાં છો? મારા શરીરને લૂછી ચંદનનો લેપ કોણે કર્યો છે? આ પ્રકારે અનેક પ્રશ્નો કર્યા ત્યારે સખીઓએ કહ્યું : ભગવાન આ દૂર ઊભેલાં દેવી હિમાચલજીનાં પુત્રી પાર્વતીજી છે. તેમણે આ આશ્રમમાં જાતે વૃક્ષો વાવી, પાણી પાઈને ઉછેર્યાં હતાં. ઝાડ મોટાં થયાં અને તેને ફળ આવ્યાં, પણ શ્રી ઉમાદેવીના મનોરથરૂપી વૃક્ષને ફણગોય ન ફૂટ્યો.

જ્યારે શંકર પાર્વતીની પરીક્ષા કરવા માટે આવ્યા, ત્યારે પાર્વતીજીની સખીએ શંકરને આ પ્રમાણે કહ્યું : 'અમારી સખીએ વાવેલાં ઝાડનાં ફળ અમે નજરે જોયાં, પણ અમારી સખીના શ્રી શંકરસંબંધી મનોરથને તો હજી ફણગો પણ નથી ફૂટ્યો.''

શ્રી શંકર બ્રહ્મચારીનું રૂપ ધારણ કરી પાર્વતીની સાથે ચર્ચા કરે છે. ન સાંભળી શકાય એવા શબ્દોમાં શંકરની નિંદા કરે છે. આખરે પાર્વતીની સહનશક્તિનો વિજય થાય છે, ને શંકર અસલ રૂપે પ્રગટે છે.

પેલા બ્રહ્મચારીને પાર્વતીએ સ્પષ્ટ સંભળાવી દીધું : મને શંકર માટે પ્રેમ અને પૂજ્યભાવ છે તે કદાપિ ઓછા થનાર નથી. બસ, તમે ચૂપ રહો.''

*''વ્યર્થ દોષ કહને કી ઈચ્છા તુઝ મેં યદ્યપિ સમાઈ હૈ,*
*એક બાત શંકર સંબંધી તુને સત્ય સુનાઈ હૈ.*
*બ્રહ્માકા ભી કારણ જીન કો બતલાતે હૈ વિજ્ઞાની,*
*કૈસે જાન સકેગા ઉનકા ઉદ્‌ભવ તું હૈ અજ્ઞાની?*
*તૂને જૈસા ઉન્હેં સૂના હૈ વૈસા હોને હૈ નિઃશેષ,*
*કરના નહીં ચાહતી હૂઁ મૈં તુઝ સે વાદવિવાદ વિશેષ.*
*મૈં ઉન મેં અનુરક્ત એક હી સરસ ભાવ સે ભલે પ્રકાર,*
*સ્વેચ્છાચારી-જન કલંક કા કરતે નહીં કદાપિ વિચાર.''*

પાર્વતીની આ ધમકી સાંભળીને બ્રહ્માચારી જવાબમાં કંઈ બોલવા જતો હતો તેને રોકી પાર્વતીએ પોતાની સખીને કહ્યું : ''બહેન, જો આ બ્રહ્મચારી પાછો કંઈ બોલવા માગે છે. એના હોઠ હાલે છે. તું એને મના કર એ વધારે ન બોલે, કેમકે મહાત્માઓની નિંદા કરનાર પાપી બને છે. એટલું જ નહિ પણ, એના મુખમાંથી નીકળેલી નિંદાને સાંભળનાર પણ પાપનો ભાગી બને



છે.'' બ્રહ્મચારી અંતરર્ધાન થઈ ગયો અને ખુદ શંકર પ્રગટ થયા.

શંકરના મુખેથી પોતાનો મનોરથ સફળ થયાના સમાચાર સાંભળીને પાર્વતીના હર્ષનો પાર રહ્યો નહિ. વર્ષોની કઠિન તપશ્ચર્યાનો થાક પળમાત્રમાં ઊતરી ગયો. કવિ કાલિદાસ કહે છે :

*''હે! નતગાત્રિ! આજ ઈસ દિન સે મુઝ કો અપના સેવક માન,*
*મોલ લે લિયા તૂને તપ સેં યૌં જબ બોલે શંભુ સાજન.*
*તત્ક્ષણ હુઆ શૈલતનયા કે પ્રબલ પરિશ્રમ કા પરિહાર,*
*ક્લેશ સમૂલ ભૂલ જાત હૈ ફલ મિલને પર મનોનુસાર.*

પાર્વતીનો દૃઢ પ્રેમ, પ્રબળ નિષ્ઠા અને નિરંતર તપશ્ચર્યાની અસરથી શંકરે વૈરાગ્યનો ત્યાગ કરી પુનઃ ગૃહસ્થાશ્રમી થવાનો સંકલ્પ કર્યો. પાર્વતી સાથે લગ્ન કરવામાં પણ શિવજીનો ઉદ્દેશ વિષયભોગનો નહિ, પણ ધાર્મિક સંસ્કારો અને કર્મો રીતસર કરી શકાય એ જ હતો.

શ્રી શંકરે ઊભા થઈ પાર્વતીનો હાથ પકડ્યો અને કહ્યું કે, 'હું તમારા તપથી પ્રસન્ન થયો છું. તમે મારી સાથે કૈલાસમાં ચાલો.' બાર વરસ તપ કરી શંકરને પ્રસન્ન કર્યા, અને શંકર ભગવાને હાથ પકડ્યો પણ કાર્ય ધર્મવિરુદ્ધ થવાથી પાર્વતીએ જુસ્સામાં આવી ભગવાનના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લીધો. ક્રોધના આવેશમાં આવી ભગવાનને ઠપકો આપી દૂર જઈ ઊભા રહ્યાં. શરમાઈ જવાથી પોતાની સખીઓ મારફત એણે કહેવરાવ્યું :

''મારા પિતા હિમાચલજી કન્યાનું દાન આપી પુણ્ય પ્રાપ્ત કરવા ઈચ્છે છે. આપ, આપના સંબંધીજનોને મોકલી મારા પિતા પાસે મારે માટે યાચના કરો. મારા પિતા આપની યાચનાનો સ્વીકાર કરી આપને લગ્નપત્રિકા મોકલી આમંત્રણ કરશે. આપ જાન જોડી મારા પિતાને ઘેર પધારો. મારા પિતા વેદવિધિથી અગ્નિદેવ અને બીજાઓની સાક્ષીએ મારું આપને દાન આપશે. તે પછી જ મારો હાથ પકડવાનો આપનો અધિકાર બનશે. હાલ તો હું મારા પિતાના અધિકારમાં છું. પિતાની આજ્ઞા અને એમણે દાન આપ્યા સિવાય મારાથી આવી શકાય નહીં. માટે આપ આપના સ્થાને પધારી ત્યાંથી આપના સંબંધીજનોને મોકલી માગુ કરાવો.''

ભગવાને કહ્યું : 'દેવી, હું તમારા કહેવા પ્રમાણે કરીશ,' પાર્વતીજી અને

સખીઓએ ઘેર આવી સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. આ વાત જાણી માતા-પિતા રાજી થયાં. આજે તો દીકરીનો જન્મ થતાં માબાપો શોકમાં ગરકાવ થઈ જાય છે. 'પથરો આવ્યો', 'સોનાનાં બાળોતિયે છોકરી ન હોજો', 'ખર્ચો આવ્યો' આ શબ્દો દ્વારા પુત્રીજન્મને તિરસ્કારવામાં આવે છે. છતાં, ભાઈને કંઈ થાય તો બહેન તો, 'ખમ્મા મારા વીરાને' કહી ઓવારણાં જ લે. હિમાચલજી જેવા પિતાઓ અને મેનકા જેવી માતાઓ મળે તો સ્ત્રીઉદ્ધાર થઈ શકે. આજકાલ તો 'ગર્ભપરખ-વ્યવસ્થા' વિજ્ઞાને કરી આપી છે. દીકરી હોય તો ગર્ભપાત કરાવવો એ તો યુવાનપેઢી માટે રમત બની ગયું છે. ગર્ભપાત અને દૂધપીતી કરવાની આ ચાલમાં કોઈ ફરક ખરો? મહારાષ્ટ્ર સરકાર કડક બની છે અને આ પદ્ધતિ ડામવા માટે કાયદો પણ બનાવ્યો છે.

પાર્વતીજીના કહેવાથી શંકરભગવાને હિમાચલજી પાસે યાચના કરવાનું સ્વીકાર્યું. એ પણ જાણવા જેવું છે. પુત્રી પોતાને લાયક પતિ મેળવવા હક્કદાર છે, છતાં પોતે પસંદ કરેલા પતિએ કન્યાદાન માટે યાચના કરવી એવો ધર્માશાસ્ત્રોનો સિદ્ધાંત છે. પણ, આપણા જ્ઞાતિબંધુઓ ઘોડિયામાંથી વર ઝૂંટવી લેવાનો આનંદ માણે છે. ઘેરઘેર ફરી પોતાની પસંદગીનો (કન્યાની નહિ) વર શોધવા નીકળે છે. નાની ઉંમરે ઝડપાય તે કુટુંબની ખાનદાની અને કુલીનશાહી ઊંચી. વાહ રે! કુલીનશાહી તારાં પાપે કેટલાં જીવન બરબાદ!!!

ઉમાચરિત્રની વાતમાંથી એ પણ બોધ લેવાનો છે કે કન્યાઓનું પાલનપોષણ કરી એમને ભણાવવી અને ગૃહકાર્યમાં કુશળ બનાવવી. પછી તો એના લાયકનો પતિ પોતે જ એને શોધતો આવશે. આવો કુદરતી નિયમ છે. આપણામાં કહેવત છે; ''ડોસો કુંવારો મળશે પણ ડોસી કુંવારી નહિ મળે.'' પુરુષને સ્ત્રીની વધારે ગરજ છે એમ શાસ્ત્રોના અવલોકનથી અને ચાલતા લોકવ્યવહારથી સિદ્ધ થાય છે, પણ આપણે સ્ત્રીને ગરીબડી બનાવી દીધી છે. અબળા અને બિચારી બનાવી દીધી છે, ગુલામડી બનાવી દીધી છે. દાસી બનાવી દીધી છે. એ સહચારિણી ક્યારે બનશે તે તો મા ઉમા જાણે.

શંકરભગવાને કાશીક્ષેત્રથી પોતાના સંબંધીજનોને હિમાચલજી પાસે મોકલી પાર્વતીજી માટે યાચના કરાવી. તે સ્વીકારાઈ. લગ્નપત્રિકાઓ લખાઈ, ગોળધાણા વહેંચાયા, જાન હિમાચલજીના ઘરે આવી પહોંચી. (કોઈ ભાઈ કે સગો રિસાઈને જાનમાં ગયો નહોતો તેવી માહિતી મારી પાસે નથી).



જાનૈયાઓનું ભવ્ય સ્વાગત થયું. મંડપમાં જાનૈયાઓ દાખલ થયા. પોતપોતાનું આસન લીધું. પાટીદારબંધુઓમાં પણ સ્વાગત-સત્કારના નિયમો પ્રમાણે 'રામરામ' થતા. ગળ્યાં પાણી થતાં. જાનમાં પધારેલા દેવોનાં રૂપ જોઈ મેનકા ખુશ થયાં. તેમને મનમાં થયું કે ભગવાન કેટલા રૂપાળા અને દ્રવ્યવાન હશે? મેનાદેવી શંકરભગવાન – (પોતાના જમાઈ)ને જોવા અધીરાં થઈ રહ્યાં છે. ત્યાં તો દરવાજા પાસે યોગીના વેશમાં માથે જટા ધારણ કરેલા અને શરીરે ભસ્મ ચોળેલા, ડોકમાં સર્પ ધારણ કરેલા ત્રણ નેત્રવાળા શંકર આવી ઊભા. તે વખતે કોઈ ગંદાં ફટાણાં ગવાયાં નહોતાં. મેનાજી શંકરનું સ્વરૂપ જોઈ મૂર્છિત થઈ ગયાં. મૂર્છામાંથી જાગૃત થઈ પાર્વતીને ઠપકો આપ્યો. તને કોઈ બીજો ન મળ્યો, આના માટે તેં બાર વરસ તપ કર્યું? આ જંગલીને પ્રાપ્ત કરવા માટે? હું તને આ જોગીડા સાથે પરણાવીશ નહિ. આ જાનમાં આવેલામાંથી કોઈ દ્રવ્યવાન, રૂપવાન પસંદ કરી લે. ફરી મૂર્છા આવતાં પડી ગયાં.

પાર્વતીએ શરમ છોડી માતા મેનાને સમજાવતાં કહ્યું : શંકરભગવાન સર્વ દેવોના દેવ છે અને પોતે અનેકરૂપ ધારણ કરી શકે છે. પાર્વતીએ રૂપ બદલવા શંકરને પ્રાર્થના કરી. ભગવાને અલૌકિક રૂપ ધારણ કર્યું. મેનાં એમનું રૂપ જોઈ ખુશ થઈ ગયાં. યજ્ઞકુંડમાં લગ્નવિધિ થઈ. આજની ઉતાવળ જેવી ઉતાવળ નહિ. મહારાજ કેટલો સમય લાગશે? ટૂંકમાં પતાવી દો જેવી વરકન્યા તરફથી કોઈ માંગણી નહિ. એક એક વિધિનો અર્થ જીવનમાં ઉતારવા માટે વરવહુ કટિબદ્ધ હતાં, એટલે સપ્તપદી અને શિલારોહણની ક્રિયા શ્રદ્ધાથી કરી. મંડપમાં બિરાજેલા ગૃહસ્થોએ નવદંપતીને આશીર્વાદ આપ્યા. વેદવિધિથી લગ્ન કરી વડીલોને પગે લાગ્યાં. (પગે લાગતી વખતે રૂ. ૧૦-૧૫ પડાવવાની વૃત્તિનો આજે જે જુવાળ ચાલ્યો છે તેવો દેખાડો નહિ). શુદ્ધ ભાવથી માત્ર આશીર્વાદ પ્રાપ્તિ માટે.

ઉપરના પ્રસંગોથી આપણને ઘણુંબધું શીખવા મળે છે. એક તો, પોતાને લાયકનો અને પોતાની પસંદગીનો વર શોધી લેવાનો હક્ક પુત્રીનો છે એમ આનાથી સાબિત થાય છે. વરને કન્યાને માથે ઠોકી બેસાડવાનો ચાલ તો આપણા રૂઢિચુસ્ત જુલમી આગેવાનોએ ગોળ-પદ્ધતિને જન્મ આપીને કર્યો છે. ''**અડાયું છાણું અને ડોકલી ઘી, કડવો પરણે એક જ દિ**'' આ કહેવતનું જરા પણ દર્શન મહાદેવીના લગ્નમાંથી થઈ શકતું નથી. સાત પગલાં સાથે ચાલી દરેક

પગલે શિલા પ્રમાણે પોતાના ગૃહસંસારમાં અચળ રહેવા શંકર અને પાર્વતીજી પ્રતિજ્ઞાઓ લે છે. મહાદેવી ઉપર પ્રસન્ન થઈ શંકરભગવાને હાથ પકડ્યો તે વખતે, તેમ જ જ્યારે હિમાચલજી પાસે પાર્વતીજીનું માગું મોકલ્યું તે વખતે, તમે ચાંલ્લાના કેટલા રૂપિયા આપશો? કેટલી પૂરત પહેરામણીમાં આપશો? દહેજ શું આપશો? કેટલા તોલા આપશો? કેટલી જોડ કપડાં કરશો? જાનમાં આટલું માણસ આવશે! બૂફે કરશો કે સાદું ડિનર? મેનુ શું હશે? કેટલી પતરાળીઓ ઢાંકશો? કેટલા દશૈયા અને કેટલા માણસ જમાડશો? જાન કેટલા દિવસ રોકશો? તમે આઠિયા કે પાટણવાડિયા? ચંદનના લાકડે બળનારા? તમારું કુળ કયું? વેવાણનો અને વડસાસુનો સાલ્લો કેવો લેશો? કન્યાના બદલામાં કેટલા રૂપિયા આપશો? આમાંનું કંઈ પૂછ્યું કે પુછાવ્યું ન હતું. દૈવી લગ્નમાં વરવિક્રય અને કન્યાવિક્રય હોય જ નહિ. જેમાં દ્રવ્યાદિકની લેવડ-દેવડની શરતો થાય છે તે તો આસુરી લગ્ન છે, વૈશ્યવૃત્તિ છે. વરના ભાવ બોલાય, આફુસ કેરીની જેમ તેના ભાવ બોલાય!! મીઠાઈઓ જોખાય. મીઠાઈઓની માહ્યામાટલીઓ બલૂનમાં જાય તેના પર ૧૦ થી ૨૫ તોલાનો અછોડો બંધાય. વાહ રે, પાટીદાર, વાહ! હયભોજનો અપાય (હય એટલે ઘોડો. ઊભાં ઊભાં ખાવાનું-બૂફે). હય ભોજનમાં કોઈ હડફેટે ચડે છે. વૃદ્ધ, બાળકોની માતાઓ અને બાળકો ભૂખ્યા પેટે પાછાં ફરે છે. 'પાટીદાર રોટલે રૂડો' ખરો, પણ રોટલો બગાડવો કેમ પાલવે? ગામડાની બહેનો તેને 'રીબેબશન' (રિસેપ્શન) કહે છે. આઈટમો ડિશમાં માય પણ નહિ. ગામડેથી આવેલાં સગાંઓને ફાવે નહિ. આમ, લગ્ન આજે જગન બની ગયો છે. રાત્રે ગરબાનો પ્રોગ્રામ, બીજા દિવસે લગ્ન, ત્રીજા દિવસે રિસેપ્શન. ચાંલ્લો લેવાનો નથી તેવી જાહેરાત કરી હોય છતાં લહિયાઓ બાજુમાં જ બેઠા હોય. ભારતમાં દર વર્ષે લગ્ન પાછળ ૬૩ અબજ ૭૫ કરોડ રૂપિયા ખર્ચાઈ જાય છે એટલે તો સરદાર વલ્લભભાઈ પટેલને કહેવું પડ્યું છે કે, ''તારા આખલાના કેટલા ઊપજ્યા? ઉત્તર ગુજરાતના પાટીદારોમાં દહેજનો ચાલ ઓછો, પણ હવે ત્યાંના પાટીદારો પાસે પૈસો થતાં તેઓ પણ આ ચાળે ચડ્યાં છે. આપણામાં કહેવત છે કે '**પટેલ પાસે બે પૈસો થાય એટલે ભેંત(ભીંત) પલાણે**'.

ઉમાદેવીને બે પુત્રો - કાર્તિકસ્વામી અને ગણપતિ. એક દેવે તેમની બે કન્યા માટે શંકર પાસે માગુ કર્યું. આપ તો એકપત્નીવ્રતવાળા છો પણ મારી



બે કન્યાઓ એક જ પતિને પરણવા માગે છે. આપ જો રજા આપો તો કન્યાદાન આપવાની મારી ઈચ્છા છે. મારી બંને પુત્રીઓની રૂબરૂમાં આપના બંને પુત્રોની પરીક્ષા લો. બેમાંથી જે લાયક હોય તેને હું મારી કન્યાઓ દાનમાં આપીશ.

બંને પુત્રોએ એકસરખું જ્ઞાન મેળવેલું છે. જેથી કેવા પ્રકારની પરીક્ષા લેવી તે શંકરપાર્વતીએ નક્કી કર્યું. પુત્રોને આજ્ઞા કરી કે, તમો બંને પૃથ્વીની પ્રદક્ષિણા કરવા જાઓ. બેમાંથી જે પહેલો આવશે તેને આ બે કન્યાઓનું દાન તેના પિતા આપશે. માતાપિતાની આજ્ઞા શિરે ચઢાવી, હર્ષાવેશમાં વિનયને ભૂલી જઈ ઉતાવળે પગલે કાર્તિકસ્વામી પૃથ્વીની પ્રદક્ષિણાએ નીકળી ગયા. ગણપતિએ વિચાર કર્યો કે, મારું શરીર ભારે, ચલાશે નહિ, પહેલો આવી શકીશ નહિ, એટલે માતાપિતા અને દેવને પ્રસન્ન કરવાની વિધિ શરૂ કરી. માતાપિતા સામે હાથ જોડીને નીચે પ્રમાણે બોલ્યાઃ ''મેં આપની આજ્ઞાનું પાલન કરી પૃથ્વીપ્રદક્ષિણાનું પુણ્ય પ્રાપ્ત કર્યું છે. શાસ્ત્રોનો એવો સિદ્ધાંત છે કે જે પુત્ર માતાપિતાની આજ્ઞા પાળે છે અને માતાપિતાની પૂજા કરી સાત ફેરા ફરી પગે લાગે તે પૃથ્વી-પ્રદક્ષિણાનું પુણ્ય પ્રાપ્ત કરે છે. હવે આપને યોગ્ય લાગે તેમ કરો. ગણપતિજીનાં આવાં વચનો સાંભળી બંને કન્યાઓ ખુશ થઈ ગઈ. દેવની કન્યાઓએ ગણપતિની ડોકમાં વરમાળા પહેરાવી અને વેદવિધિથી લગ્ન થયાં. (અત્યારે તો એક પત્નીનો કાયદો છે જ)

કાર્તિકસ્વામી હિમાલય નજીક આવ્યા. ત્યાં નારદે તેમને ગણપતિના લગ્નની વાત કરી. તેમને દુઃખ થયું, કારણ કે શાસ્ત્રોનું જ્ઞાન મેળવ્યાં છતાં તેનો સાર ન સમજી શક્યા. એમને લાગ્યું : આ સંસાર-અસાર છે. એટલે માતાપિતા પાસે ગયા નહિ અને જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળી તપ કરવા હિમાલયમાં ચાલ્યા ગયા.

આ દૃષ્ટાંતથી એક વાત શીખવા મળે છે કે સંસાર ચલાવવાને લાયક પુત્ર માતાપિતાની આજ્ઞા પાળતો હોય, માતાપિતાની સેવાચાકરી કરી દેવતુલ્ય ગણી પૂજતો હોય, શાસ્ત્રનો જ્ઞાતા અને સારને જાણવા વાળો હોય તે જ પરણવાને લાયક. માબાપ પોતાનો પરસેવો રેડી પુત્રોને તૈયાર કરે અને પાંખ આવે એ ઊડી જાય : મારે અને તમારે શું? એવાં માતાપિતાનો આત્મા છાનાં ડૂસકાં ભરતો હોય છે એમનું રૂદન એવા પુત્રોને નહિ સંભળાય.

હાથમાંથી તલવાર પડી જાય. હાથમાંથી શ્રીફળ ગબડી જાય, માંહ્યરામાં (ચોરી)માં બગાસા ને પતાસા ખાતો હોય તેવા કનૈયાકુંવરને પરણાવી આપણે મા ઉમાદેવીનો હુકમ ઉથાપીએ છીએ. જ્ઞાનીજનોને વધુ શું કહેવાનું હોય...? શ્રી મહાદેવનાં પટરાણી ઉમાદેવીને વંદન...

પાર્વતીનું જીવન લખવા બેસીએ તો એક મોટું પુસ્તક ભરાઈ જાય. જૂનાં પુસ્તકોના આધાર રાખીએ તો કહી શકાય કે તેઓ પરમ વિદુષી પણ હતાં. શિવજી સમાધિમાંથી ઊઠ્યા તે પછી પતિપત્ની વચ્ચે વિદ્યા સંબંધી ઘણી વાતચીત થતી. તે વાતચીત વૈરાગ્ય અને મોક્ષ સંબંધી હતી. ઉપરાંત સાંસારિક વિષયોની પણ અનેક ચર્ચા થતી. પુરાણોમાં એ વાર્તાનો વિવાદ વાંચવા જેવો છે.

દેવી પાર્વતીને નૃત્યનું ઘણું ઊંચા પ્રકારનું જ્ઞાન હતું. નૃત્યમાં તાંડવ અને લાસ્ય એમ બે પ્રકાર છે. તાંડવનો પ્રચાર શિવજીએ અને ગુજરાતમાં ચાલતા ગરબા પ્રકારના નૃત્યનો પ્રચાર પાર્વતીજીએ કર્યો હતો એમ મનાય છે.

પાર્વતીજીમાં સ્ત્રીઓને છાજે એવા ગુણો તો હતા જ, પણ તે ઉપરાંત દેશનો પ્રબંધ કરવાનું કામ પણ તે સારું જાણતાં હતાં (આજે તેના પુત્રો ભૂલી ગયા છે). યુદ્ધકળામાં પણ તે વિશેષ નિપુણ હતાં. જગદંબા, મહામાયા, શક્તિ આદિ અનેક નામોથી એમનાં પરાક્રમોનાં આખ્યાન પુરાણોમાં લખાયા છે. તેમની વીરમૂર્તિ આજે પણ લાખો હિન્દુઓ તરફથી શ્રદ્ધા અને ભક્તિ પામે છે. તેના હુકમથી અઢારમો શતાબ્દી મહોત્સવ, ઊંઝા, શંકરજીનાં પટરાણીની અમીકૃપાએ મળ્યો. એમાં ઓગણીશ લાખ માણસોએ તેના દર્શનનો લાભ લીધો.

સ્ત્રીઓમાં પુષ્પ કરતાં વધારે કોમળતા હોવા છતાં અન્યાય, અત્યાચારનો વિરોધ કરવાનો પ્રસંગ આવતાં કેટલી વીરતા, સાહસ અને પ્રચંડતા તેઓ દાખવી શકે છે એનું ભાન એ આખ્યાનો સારી રીતે કરાવે છે. દેશરક્ષામાં સ્ત્રી અને પુરુષ ઉભયનું કામ એ પોતે કરતાં હતાં. તે મા ઉમાની દીકરીઓ લાચાર અને દુઃખિયારી કે પામર કઈ રીતે હોઈ શકે! આર્યોને પાર્વતીએ મદદ કરી શુમ્ભ અને નિશુમ્ભ નામના રાક્ષસોનો પ્રતિકાર કર્યો. રક્તબીજને મેદાનમાં જ હણી નાખ્યો. શુમ્ભે જ્યારે પાર્વતીનો ચોટલો પકડીને ખેંચ્યો ત્યારે, 'શિવ! પ્રાણનાથ! શિવ! એ શબ્દ દેવીના મોંમાંથી નીકળ્યા અને શિવ મદદે આવ્યા. તેમણે ત્રિશૂળથી શુમ્ભનો વધ કર્યો.

માતા પાર્વતી, ધન્ય છે તમને ! તમે પોતાના જીવનથી સાબિત કરી આપ્યું



છે કે સ્ત્રીઓ પોતાના ઘરબારનું રક્ષણ કરી શકે છે; એટલું જ નહિ, પણ કામ પડે દેશ-જાતિ અને કુળ તથા ધર્મની પણ રક્ષક થઈ શકે છે.

સ્ત્રીધર્મ વિશે પાર્વતીના થોડાક વિચારો જણાવીને અમે આ ચરિત્ર સમાપ્ત કરીશું.

એક વાર મહાદેવજીએ પાર્વતીને પૂછ્યું કે સ્ત્રીઓના ધર્મના સંબંધમાં તમારા શા વિચારો છે તે જણાવો. એના ઉત્તરમાં પાર્વતીજીએ કહ્યું : ''હું સ્ત્રીઓના ધર્મના સંબંધમાં જે કાંઈ જાણું છું તે આપ સાંભળો.''

- માતાપિતા આદિ મુરબ્બીઓની આજ્ઞા અને સંમતિ અનુસાર યોગ્ય પાત્ર સાથે લગ્ન કરવું એ સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય છે.
- પતિભક્તિ એ જ સ્ત્રીનો સૌથી મુખ્ય ધર્મ છે. એ જ એની તપસ્યા છે, એ જ એનું સ્વર્ગ છે. પતિસેવા સિવાય સ્ત્રીને માટે બીજો ધર્મ કે વ્રત નથી.
- પતિ જ સ્ત્રીનો પરમદેવતા છે, પરમ બંધુ છે અને પરમ ગતિ છે.
- પતિની સાથે મળી વ્રતઉપવાસ કરે છે, અતિથિનો રીતસર સત્કાર કરે છે, સાસુ-સસરાને પ્રસન્ન રાખે છે, દીન-દુઃખિયારા મનુષ્યો પર દયા રાખે છે તે સ્ત્રી સ્વર્ગલોકને પ્રાપ્ત કરે છે.

રોકેટ અને સ્પૂટનિક યુગમાં આપણે હવે સ્ત્રી-સહચારિણીના અર્થને બંને પક્ષે સમજવો પડશે.

■ ■ ■

# ઉમાદેશ

## શ્રી ઉમાદેવીનો હુકમ

यस्या महेशकरपङ्कजलान... ... गिरिजाभुमांताम् ॥१॥

મહાદેવ શંકરના કરકમલની પ્રાપ્તિ માટે તીવ્ર તપશ્ચર્યાનો આરંભ કરનાર આખા જગતની નિયંતાદેવીની ઇચ્છા વિના મનુષ્ય તૃણ પણ તોડવાને સમર્થ થઈ શકતો નથી તે પર્વતની પુત્રી ઉમાદેવીને હું મારું મસ્તક નમાવીને પગે લાગું છું.

देव्या यथा महिषराक्षस... ... दृष्टम् ॥२॥

જે દેવીએ પ્રાચીન સમયમાં મહિષ રાક્ષસના કટકેકટકા કરી નાંખીને ''મહિષાસુરમર્દની'' એવી સંજ્ઞા પ્રાપ્ત કરી તે દેવી કડવા કણબીઓમાં પ્રચલિત બાળલગ્નરૂપી દુષ્ટ રાક્ષસને જલદી હણી નાખો.

देवी... ... मुखदां भष धर्मपत्नी ॥३॥

દયાથી ભીંજાઈ ગયેલા મૃદુ ચિત્તવાળી દેવીએ, પોતાનાં સઘળાં પાટીદારસંતાનોને પોતાની સમીપ બોલાવ્યાં. પછી શંકરનાં ધર્મપત્ની ઉમાદેવીએ અમૃત સરખાં મધુર અને રમ્ય વચનોમાં સુખ આપનારી પોતાની આજ્ઞા કહી સંભળાવી.

एकाग्रचित्तकमलेन... ... संश्रयताशुबाल्ये ॥४॥

હે પ્રિય પુત્રો! એકાગ્રચિત્ત કરીને દુઃખ અને દરિદ્રતાનો નાશ કરનારી મારી વાણી તમે સાંભળો. શારીરિક અને માનસિક બળનો પુષ્કળ જમાવ કરનારું સારું બ્રહ્મચર્ય સઘળાઓ બાલ્યાવસ્થામાં પાળો.

ये बह्मनेत्ररहिता... ... पृथिव्यास् ॥५॥

જેઓ પોતાનું મન દૃઢ રાખીને અડતાલીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળે છે તેઓ દેદીપ્યમાન સૂર્ય સરખાં પ્રતાપવાળાં થાય છે અને તેઓ આ પૃથ્વીમાં પોતાના ઐશ્વર્ય વડે દેવોની માફક શોભે છે.

वेदोगम प्रभितवर्षमक्षे... ... दृढशक्तयस्ते ॥६॥

જેઓ ચૂંવાળીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળે છે તેઓ દુશ્મનને તાપ પમાડે એવી શક્તિવાળા રુદ્ર થાય છે અને જેઓ પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળે છે તેઓ મજબૂત શક્તિવાળા વસુઓ થાય છે.



तत्साद ब्रवीभि... ... विधेयं कार्यः ॥७॥

તેટલા માટે હું તમારી માતા, તમને હુકમ કરું છું. એ હુકમને અનુસરવાથી તમે મૃત્યુલોકનાં મનુષ્ય હોવા છતાં તેજસ્વી બનશો. જ્યાં સુધી તમારાં બાળકો પચીસ વર્ષનાં ન થાય ત્યાં સુધી તમે તેઓનો વિવાહ વિધિ કરશો નહિ.

एव लभस्य बमसि... ... माकुइबालकानाम् ॥८॥

આ પ્રમાણે મારા હુકમ પ્રમાણે પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને અતિશય વૃદ્ધિ પામેલા વીર્યવાળી વિદ્યા અને કલાઓમાં અદ્વિતીય નિપુણતા તમારા પ્રથમાશ્રમ, અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમમાં પ્રાપ્ત કરો. બાળકોમાં મસ્તક, મન અને શરીરની નિર્બળતા આણનારાં લગ્ન તમે કોઈ પણ વખતે ન કરશો.

उच्चार्य... ... विररामदेवी ॥९॥

આ પ્રમાણે અતિશય મૃદુતાવાળી વાણી બોલીને ઉમાદેવી, જે શંકરના કરનો પ્રેમ મેળવવાને ભાગ્યશાળી નીવડ્યાં હતાં, જેમનાં નેત્રો તેજથી દીપ્તિમાન હતાં, જેમનાં સઘળાં અંગ સુંદર હતાં અને જેમનું હૃદય વાત્સલ્ય (પોતાનાં પુત્ર ઉપરનાં ગાઢ પ્રેમ)થી ઊભરાઈ જતું હતું, તે ઉમાદેવી વિરામ પામ્યાં.

धीराजना... ... सुरा अमृत्र ॥१०॥

જે ધીર પુરુષો, ઉમાદેવીનાં આ સઘળાં વચનોનો સ્વીકાર કરીને સંસારસમુદ્રમાં તરવાની ઇચ્છા રાખે છે તેઓ આ જગતમાં ધન અને ધાન્યના મોટા ભંડાર મેળવે છે અને તે ધન અને ધાન્ય વડે ધર્મ અર્થાત્ પરમાર્થ કરીને પરલોકમાં દેવ બને છે.

मूर्खो जनो... हरदारनिदेशमङ्गः ॥११॥

વિચારશક્તિના અભાવે, છતાં નેત્રે અંધ, જે મૂર્ખ મનુષ્ય ઉમાદેવીના આ હિતકર વચનને ઉલ્લંઘે છે અર્થાત્ તોડે છે તે મનુષ્ય દુઃખ અને વિપત્તિથી ભરેલા ઊંડા ખાડામાં પડે છે. ખરેખર, શંકરની પત્ની ઉમાદેવીની આજ્ઞાનો ભંગ કરવાથી સઘળાં સુખોનો નાશ થાય છે.

■ ■ ■

# મંગળાચરણ

(રાગ-માલકોષ)

વિશ્વંભર હરેનાથ, હે મહામતિ,
ચરાચર નિવાસી શ્રી ઉમિયાપતિ. – વિશ્વંભર હરેનાથ
અખંડ જ્ઞાન, આનંદ, સત્તા પ્રભો,
અભેદે પ્રકાશો કરું વિનતિ. – વિશ્વંભર હરેનાથ
પ્રથમ બાળલગ્નોની તોડી પ્રથા,
વધારો કુશળતા કલા સરસ્વતી. – વિશ્વંભર હરેનાથ
ઉમા, કૃષ્ણા, વિષયા, સુભદ્રા, સીતા,
ગુણો જોઈ વરના, વરી શ્રી સતી. – વિશ્વંભર હરેનાથ
વૈદર્ભી શકુંતલા, સંયુક્તા, ઉમા,
સ્વયંવર વરી ને શીશુ શું હતી? – વિશ્વંભર હરેનાથ
નકામા ખરચના ખરચથી બચો,
કૂટો તો કુધારા જે કૂટો અતિ. – વિશ્વંભર હરેનાથ
મટી વર્ણો વાડા વધ્યા છે અતિ,
અફીણ, ભાંગ, ગાંજે નથી ઉન્નતિ. – વિશ્વંભર હરેનાથ
કરો પંચ મહાયજ્ઞ શાસ્ત્રો કહે,
વશે દેવી વિદ્યા, અખૂટ સંપત્તિ. – વિશ્વંભર હરેનાથ
સદા સંપી રહીએ પરોપકારે પ્યાર,
સદાચાર ને સુવિચારે હતી. – વિશ્વંભર હરેનાથ
નિકંદન કરી સર્વ પાખંડનું,
કરે આ સભા સત્ય છે જે કૃતિ. – વિશ્વંભર હરેનાથ
કરે જે કથે તે વદે ના વૃથા,
પડે દુઃખ તો તે સહે ધૈર્યથી. – વિશ્વંભર હરેનાથ
પ્રાચીન સત્યશોધક સભાના વીરો,
વગાડો વિજય ઘોષની દુંદુભિ. – વિશ્વંભર હરેનાથ

**શેઠ ચૂનીલાલ વનમાળીદાસ**
ભરૂચ,
(કડવા વિજય; ઈ.સ. ૧૯૧૦)



# શ્રી ઉમિયામાતાની સ્તુતિ

(રાગ-કલ્યાણ)

હે ઉમિયા સતી, કુળદેવી પાર્વતી;
પાટીદાર બંધુઓને આપો સન્મતિ. - ટેક

આપ્યો તેં અવતાર જગતમાં, પૂરણ આપી પ્યાર;
દીધો છે ખેતીનો ધંધો, ઉત્તમ અપરંપાર. – હે ઉમિયા-૧
અભણ અમારા જ્ઞાતિબંધુઓ, ખેતી કરે તમામ;
રજની-દિવસ રળે તથાપિ, કરે ન ભેગા દામ. – હે ઉમિયા-૨
વિવાહ, વાજન, જ્ઞાતિવરામાં, ખરચ કરે વિણ ખ્યાલ;
દેવું કરતાં ડરે નહિ ને, બને પછી બેહાલ. – હે ઉમિયા-૩
કરજ કરીને વ્યાજ ભરીને, થાય ઘણા હેરાન;
ટાળે ઘર, ખેતર ને પૈસો, એવા છે અજ્ઞાન. – હે ઉમિયા-૪
કુસંપ કજિયા કરે ઘણા ને વળી ઘણા છે વ્હેમ;
ઘણા ઘણા છે દુષ્ટ રિવાજો, સુખ તે પામે કેમ? – હે ઉમિયા-૫
વિશ્વવિધાતા સુખની દાતા, માતા દીનદયાળ;
તનુજ તમારાં છે દુખિયારાં, તેની લ્યો સંભાળ. – હે ઉમિયા-૬
જેના ઉપર સકળ જગતનું, જીવન છે સાક્ષાત્;
તેનું રક્ષણ કરો તત્ક્ષણ, મહાવિચક્ષણ માત. – હે ઉમિયા-૭
સુમતિ સ્થાપો, કુમતિ કાપો, આપો જ્ઞાનવિશેષ;
બંધુ અમારા કરે સુધારા, તજે કુધારા ક્લેશ. – હે ઉમિયા-૮
ભણી ગણી કેળવણી પામે, જામે સંપ જરૂર;
પામે સુખ સન્માન સંપત્તિ, ખાનપાન ભરપૂર. – હે ઉમિયા-૯
પાટીદાર શુભેચ્છક મંડળ માગે તારી સહાય;
છગન કહે છે સંકટ કાપો, પ્રીતે લાગુ પાય.– હે ઉમિયા-૧૦

**પટેલ છગનલાલ હરજીવનદાસ**
બાવળા
(કડવા વિજય; ઈ.સ. ૧૯૧૧)

## વસંત વધાવો

(રાગ-હોરી)

સભાસદો વસંત વધાવો, લિયો આજે ઉત્તમ લ્હાવો,
જ્ઞાતિહિત વસંત મહોત્સવ, આજે મનથી મનાવો,
પ્રેમકુસુમ રંગભરી પિચકારી, અંગે રંગ લગાવો.
જ્ઞાતિસમાજ રંગાવો.

હાનિકારક રૂઢિ – રિવાજો, દળવાદળ અટકાવો,
બંધુ-હૃદયમાં પ્રેમ બઢાવો, સત્ય ચીવટ દર્શાવો.
હિત છે એમાં જણાવો.

પતિત થઈ પડી જ્ઞાતિ બિચારી શૂરા થઈને બચાવો,
ઉન્નતિ કરવા તન મન ધનથી, ધીર વીરને બોલાવો.
જ્ઞાતિ અભિમાન ધરાવો.

વિદ્યા સંજીવની દઈ સર્વેને અમૃત પાન કરાવો,
અજ્ઞાની ભોળા જનહૃદયે, જ્ઞાનદીપક પ્રગટાવો.
શોધી લે સુખનો જ લ્હાવો.

સંપ વધે વળી વિદ્યા વાધે, પ્રયોગ રોજ રચાવો,
રૂડાં કાર્ય કરી જ્ઞાતિમાં, આપ રંગીને રંગાવો.
જો સાચા સુધારક કહાવો.

**દેસાઈ નારણદાસ જોરાભાઈ**
વીરમગામ
(કડવા વિજય; ઈ.સ. ૧૯૧૧)



## સાખી-કલ્યાણ

પ્રણમું પ્રેમે ગિરિજા, લળી લળી લાગું પાય,
વાણી વિમલ કર ઈશ્વરી, જનમન રંજન થાય,
ચરણકમળ શિર નામીને, આરંભુ ગુણગાન,
અમર ભરોસો આપનો, કર માત કલ્યાણ.

### પદ

(રાગ કલ્યાણ-ત્રિતાલ)

વંદુ ઉમિયા સતી, જનની કૃપાળુ અતિ – વંદું
તું પુનીત તું પાવની મા, વિજયવતી;
છબી નીરખી રવિ વિરમે, લાજે કોટી રતિ. – વંદું
ચરિત્ર કથું શું અંબિકા, હારે શેષની મતિ;
તુજ તપ વ્રતના યોગમાં, નાવે યોગી યતિ. – વંદું
ભગવતી યાચું નમી નમી, કરજો સફળ કૃતિ,
સુખ સંપત્તિ દો સર્વને 'અમર'ની એહ વિનતિ. – વંદું

**અમરસિંહ દેસાઈ**
ઈ.સ. ૧૯૧૩

### મંગળાચરણ

જય જય સતી ઉમિયા,
ચરણે શરણે શિશુ તમારે. – જય
શિર ધારો કર, તારા તનુજો
પ્રણમે પ્રેમે અનુજો આ. – જય
ચિત્ત ચાહે નિત્ય, જ્ઞાતિ હિત પ્રેમે
મતિ દો ગતિ દો સાહેબા. – જય
સુખ પામે સહુ, જગ જશ જામે
વામે અવિદ્યા વહારે ધા. – જય
યાચે અમર વર, મળી શિશુ મંડળ
લેશ ન ક્લેશ રહે મા. – જય

**અમર**

# શ્રી હરિભજન

## વૈદર્ભી વનમાં વલવલે એ રાગ

ભાવઠ ભાગોને ભૂધરા, કહીએ કણબીનું દુઃખ,
કરુણા લઈ-કૃપા કરી; ક્યારે આપશો સુખ.– ભાવઠ - ૧
કારતક કણબી કૂવે ગયો શિરે ઉપાડી કોશ,
ઘઉંડા વાવવા કારણે જોયા શુકન ને જોષ.– ભાવઠ - ૨
માગસર મનમાંહી મલપતો રૂડા ઘઉંડા દેખાય,
પણ ગેરુ જો આવે નહિ તો ભાવઠ ભવની જાય.– ભાવઠ - ૩
પોષ મહિનાની ટાઢડી વાયુ શિયાળુ વાય,
કણબી પાસે કપડાં નથી દાઢી કડકડ થાય.– ભાવઠ - ૪
માહ મહિને મનમાં વિચારિયું દેખી ઘઉંડાની પેર,
અડધા આપીશું વણિકને અડધા લઈ જઈશું ઘેર.– ભાવઠ - ૫
હોળી દેખી કોળી ઊલટ્યા એવી ફાગણની પેર,
ખેતર વિશે ચોરી કરે કણબી જાય જો ઘેર.– ભાવઠ - ૬
ચઈતરે ચિંતા હૈયે ઘણી વેરો ભરવાને માટ,
ઘરમાંહી દામ મળે નહિ જાય વણિકને હાટ.– ભાવઠ - ૭
વૈશાખે વિવાહ આદર્યા લીધું શુભ લગન,
વાપર્યું ધન, દેવું કરી થવા મનમાં મગન.– ભાવઠ - ૮
જેઠ મહિને ઝટ ઊઠતો ખાતર ભરવાને કાજ,
ખંતથી મહેનત બહુ કરે રાખે ઈશ્વર લાજ.– ભાવઠ - ૯
અસાડે સાંતીડું ઝાલિયું ખેતી કરવા માટ,
ઘરમાંહી બી કે બેવડ નથી જાય વણિકને હાટ.– ભાવઠ - ૧૦
માસ શ્રાવણ ભલે આવિયો ભીંજાય નર ને નાર,
કેડમાં લટકે બાળકું માથે નીતરે ચાર.– ભાવઠ - ૧૧
ભાદરવે પૂંખ બહુ થયો મનથી માળો ઘાલ,
ખેતર ટોવાને કારણે હાથે ગોફણ ઝાલ.– ભાવઠ - ૧૨
આસોએ કણબી વાસો રહે ટાઢા ટુકડા ખાય,
કેવો દીન દિવાળીનો ન જાણે મનમાંય.– ભાવઠ - ૧૩

**ગંગારામ જેઠીદાસ;** છત્રાલ
વિજય ૧૯૦૬



# પાટીદાર સંશોધન અને પ્રકાશન ટ્રસ્ટ

## આગામી નવાં પ્રકાશનો

ટૂંક સમયમાં નીચે જણાવેલાં પુસ્તકો પ્રકાશિત થશે. આપની નકલ ઓર્ડર બુક કરાવી સુરક્ષિત રખાવવા વિનંતી છે.

૧. ઉમાદેશ
૨. સાત પગલાં સાથે
૩. પાટીદાર-કવિઓ
૪. ખેડૂતસંમેલનો
૫. કૃષિગીતો
૬. પાટીદાર-પરિષદો

આ પ્રકાશનોનું પ્રાપ્તિસ્થાન

**ઉમિયા માતાજી સંસ્થાન**
ઊંઝા, જિ. મહેસાણા

**પાટીદાર હિતવર્ધક ટ્રસ્ટ**
૦૨, 'કલિંગ' કોમ્પ્લેક્ષ, માઉન્ટ કાર્મેલ સ્કૂલ પાસે,
આશ્રમરોડ, અમદાવાદ-૯, ● ફોન : ૨૬૫૮૪૯૬૩